વર્ષ : ૧, અંક :૧૦, સળંગ અંક :૧૦

ડીસેમ્બર : ૨૦૧૨



# સતપંથ પ્રકાશ

અખિલ ભારતીય સંત સમિતિનું ૨૩ મું
રાષ્ટ્રીય મહાઅધિવેશન
એવમ્
પ્રેરણા પીઠ ચતુર્વિધ મહોત્સવ
તા. ૧૭-૧૮-૧૯ નવેમ્બર ૨૦૧૨

चलो, सत के पंथ पर...

॥ सनातन सतपंथ ॥

## -: દશાબ્દિ મહોત્સવ વિશેષાંક :-

realpatidar.com

છૂટક કિંમત - રૂ.૧૦/- વા.લ. રૂ. ૮૦/-

વર્ષ : ૧, અંક :૧૦ સળંગ અંક :૧૦

ડીસેમ્બર : ૨૦૧૨



# સતપંથ પ્રકાશ



અખિલ ભારતીય સંત સમિતિનું ૨૩ મું
રાષ્ટ્રીય મહાઅધિવેશન
એવમ્
પ્રેરણા પીઠ ચતુર્વિધ મહોત્સવ
તા. ૧૭-૧૮-૧૯ નવેમ્બર ૨૦૧૨

चलो, सत के पंथ पर...

॥ सनातन सतपंथ ॥

## -: દશાબ્દિ મહોત્સવ વિશેષાંક :-



છૂટક કિંમત - રૂા.૧૦/- વા.લ. રૂા. ૮૦/-










અખિલ ભારતીય સંત સમિતિનું ૨૩ મું રાષ્ટ્રીય મહાઅધિવેશન

એવમ્

**પ્રેરણા પીઠ ચતુર્વિધ મહોત્સવ**

(તા ૧૭-૧૮-૧૯ નવેમ્બર ૨૦૧૨)



વિશ્વ શાંતિ માટે ૧૦૮ કુંડી શ્રી નિષ્કલંકી નારાયણ (વિષ્ણુયાગ) મહાયજ્ઞ



જગદ્ગુરુ પદ પ્રતિષ્ઠા દશાબ્દિ મહોત્સવ,



આધ જગદ્ગુરુ શ્રી કરસનદાસ મહારાજ પરમ જયોતિ વિલિન દશાબ્દિ પર્વ



પ. પૂ. જગદ્ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ દશાબ્દિ મહોત્સવ



# સતપંથ પ્રકાશ | ડિસેમ્બર : ૨૦૧૨

realpatidar.com

વર્ષ : ૧ અંક : ૧૦, સળંગ અંક : ૧૦

● સંપાદક ●

શ્રી શામજીભાઈ કે. પટેલ

**સતપંથ પ્રકાશન સમિતિ**

| | |
|---|---|
| શામજીભાઈ કે. પટેલ | (વડાગામ) |
| છગનભાઈ એસ. પટેલ | (વડોદરા) |
| સુરેશભાઈ એસ. પટેલ | (ખેડબ્રહ્મા) |
| કેશુભાઈ ડી. પટેલ | (કરસનપુરા) |
| વિઠ્ઠલભાઈ એચ. પટેલ | (વડાગામ) |
| જસુભાઈ કે. પટેલ | (વિઠ્ઠલપુરા) |
| કેશુભાઈ એમ. પટેલ | (દુધાથલ) |
| હંસરાજભાઈ જી. પટેલ | (મેઘપુરા) |
| સુરેશભાઈ એમ. પટેલ | (અમદાવાદ) |
| બાબુભાઈ એસ. પટેલ | (મેઘકંપા) |
| શામજીભાઈ એલ. ધોળુ | (દુર્ગાપુર) |
| નિતેષકુમાર એસ. છાભૈયા | (મોટી રાયણ) |
| જશવંતભાઈ કે. પટેલ | (પીરાણા લાટ) |
| જેઠાલાલ કે. સેંઘાણી | (મેરાઉ) |
| અમૃતલાલ જે. રૂડાણી | (નાના અંગીયા) |

**સતપંથ પ્રકાશ - લવાજમદર**

| | ભારતમાં | વિદેશમાં |
|---|---|---|
| વાર્ષિક | ૮૦-૦૦ | ૭૦૦-૦૦ |
| ત્રિવાર્ષિક | ૨૨૦-૦૦ | ૧૮૦૦-૦૦ |
| આજીવન | ૭૫૦-૦૦ | ૪૦૦૦-૦૦ |
| અમર | ૧૫૦૦-૦૦ | ૭૦૦૦-૦૦ |

● પ્રકાશક ●

## સતપંથ પ્રકાશન સમિતિ



પ્રેરણાપીઠ પીરાણા, તા. દસક્રોઈ, જિ. અમદાવાદ-૩૮૨૪૨૫.

ફેક્સ : ૦૨૭૧૮-૨૮૮૮૭૨

સંપર્ક : નટુભાઈ પટેલ - બુકસ્ટોલ મો. ૯૪૨૮૧૩૪૮૧૫ ફોન : ૦૨૭૧૮-૨૮૮૮૧૨

E-mail : kutchkadavasssamajtrust@yahoo.in
kkp_pirana@yahoo.com
(Contact : Mob. No. 9427701112)

Website : www.satpanth.org
www.satpanthprakashan.org, www.nishklankinarayan.com

કુરીયર્સ : બ્રિજેશ પટેલ : મો. ૯૯૭૪૬૬૪૨૪૪/ આશિષ પટેલ - ૯૯૭૪૪૯૦૦૦૨

**સત્યમ ઓટો કન્સલટન્ટ**

૧-એ, જયવિજય સોસાયટી, ઓ. પલીયડનગર ગાર્ડન, પલીયડનગર સોસાયટીની નજીક, નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૧૩

C/o. સતપંથ પ્રકાશન સમિતિ, પ્રેરણાપીઠ પીરાણા



મુદ્રક : સ્મૃતિ ઓફસેટ, બી-૫/૬/૭, રવિ એસ્ટેટ, રૂસ્તમમિલ કંપાઉન્ડ, ટોરેન્ટ પાવરની બાજુમાં, દુધેશ્વર, અમદાવાદ-૩૮૦૦૦૪.
ફોન : (૦૭૯) ૨૫૬૩૦૩૭૨/૭૩

મૂળક્રમ : વર્ષ : ૨૦, અંક : ૨, સળંગ અંક : ૨૩૦


સંપાદકીય...

# પ્રેરણા




॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય વિજયેતેતરામ ॥



સતપંથ સંપ્રદાયની મુખ્ય ગુરુગાદી સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજની વૈદિક સનાતન સંસ્થા પ્રેરણાપીઠ પીરાણા તા. દસક્રોઈ જિ. અમદાવાદ સ્થાનકે આવેલી છે. આ પવિત્ર સ્થાનકે અખિલ ભારતીય સંત સમિતિનું દસમું મહા અધિવેશન યોજાયા બાદ પીરાણા સમગ્ર વિશ્વ માટે પાંચમી પ્રેરણાપીઠ ઘોષિત થઈ ત્યારથી પવિત્ર ભૂમિની સુવાસ ચોતરફ ફેલાઈ રહી છે. જ્યાં ભગવાન નારાયણના શ્રી નિષ્કલંકી અવતારની આરાધના સૌ કોઈ કરી રહ્યા છે.

મહાભારતના મહાનાયક શ્રી કૃષ્ણ પરમાત્માએ જેને પ્રમાણિત કરી છે તેવી કુંવારિકા ક્ષેત્રીય પાવનભૂમિમાં અખિલ ભારતીય સંત સમિતિનું ત્રેવીસમું રાષ્ટ્રીય મહાઅધિવેશન તેમજ પ્રેરણાપીઠ ચતુર્વિધ મહોત્સવ સંદર્ભે વિશ્વ શાંતિ અને કલ્યાણ માટે ૧૦૮ કુંડી શ્રી નિષ્કલંકી નારાયણ (વિષ્ણુયાગ) મહાયજ્ઞ, જગદ્‌ગુરુ પદ પ્રતિષ્ઠા દશાબ્દિ મહોત્સવ, આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરસનદાસજી મહારાજ પરમજ્યોતિ વિલિન દશાબ્દિ પર્વ, વર્તમાન પ.પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ દશાબ્દિ મહોત્સવને અનુલક્ષી દશાબ્દિ ગ્રંથ વિમોચન, સતપંથ સ્વજનો દ્વારા રજતતુલા જેવા અમોલ અનન્ય ઉત્સવો શ્રી નિષ્કલંકી નારાયણ



(અનુસંધાન પાના નં.૨ પર)






# ॥ પ્રાર્થના ॥

હે નિષ્કલંકી નાથ મહાપ્રભુજી !
શુદ્ધ બુદ્ધિ બલ તું દે !
અમ હૃદયમાં ભાવ ભક્તિ ભરી તું દે !
માયા ન લોપે લગાર શક્તિ તું દે !

ભૂલું નહીં કદી તને એવી લગની તું દે !
નાનો તોયે અંશ હું તારો !
કેમ બનું લાચાર બિચારો !
તુમ મુજ પરમપિતા નારાયણ !

શુદ્ધ વિચારોથી કરી દે પાવન !
આજ માનવ ભૂલ્યો છે માનવને !
ભાવ શૂન્ય રહ્યો છે જીવન મેં !
ભાવ ભરી દે અંતર અંતરમેં !

પ્રેમ ચિંતવે સૌને હૃદયે હૃદયે !
જીવન પુષ્પ ખીલે તવ ચરણે !
એ જ અરજ ધરું છું તવ શરણે !

પાવન કર ઓ પ્રિય પિતા નારાયણ !
સદા શરણમાં રાખજે હે નિષ્કલંકી નારાયણ !



(અનુસંધાન પાના નં.૧ નું ચાલુ)

ભગવાન અને સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજની કૃપાથી તા. ૧૭-૧૮-૧૯ નવેમ્બર-૨૦૧૨ના રોજ યોજાઈ રહ્યા. આ મહાન ઉત્સવમાં લાખો શ્રદ્ધાળુઓએ હાજર રહી એક હજારથી અધિક પવિત્ર મહાન સંતોના દર્શન કર્યા, હેલિકોપ્ટર દ્વારા ગગનમાંથી ફૂલોની વર્ષા થઈ, જયનાદ ગુંજ્યા, "ચલો સત્ કે પંથ પર"ના નારાથી વાતાવરણ ગંગા સમું પવિત્ર બન્યું.

અમારા "સતૂપંથ પ્રકાશ"ના ડીસેમ્બર-૧૨ના અંકને એક વિશિષ્ટ અંક બનાવવાની પ્રેરણા આપની કૃપાથી પ્રાપ્ત થઈ છે ત્યારે આ દિવ્ય દર્શન કરાવવાનો અમારો નમ્ર પ્રયાસ સૌને માટે ચિરંજીવ બની રહેશે તેવી સૌને અમારી અભિનંદના !

જય શ્રી નિષ્કલંકી નારાયણ....
સંપાદક : શ્રી શામજીભાઈ કે. પટેલ



# પ્રેરણાધામ પીરાણા ખાતે હિમાલય દર્શન.....

- શ્રી ભીખુભાઈ પત્રકાર, જેતલપુર



ભારત વર્ષના સરહદી ગુજરાત રાજ્યમાં આવેલ કચ્છ નામની ભૂમિઅલગ પ્રકારના શૂરવીરો, સંતો અને સત્‌ના મારગે ચાલતા માનવીઓની છે. જેને આપણે સૌ કચ્છની ધીંગી ધરાના નામથી ઓળખીએ છીએ. સમગ્ર ભારત વર્ષના તમામપ્રદેશોમાં કચ્છના માડુઓ ધંધા રોજગાર માટે વતનથી દૂર વસવાટ કરે છે. પરંતુ વતનને ક્યારેય ભૂલ્યા નથી. ભગવાન રામચંદ્રજીની જેમતેમના મસ્તક પર વતનના સંસ્કારો બિરાજમાન છે. તેના લીધે તેમના પરિવારોમાં ગજબની સાહસવૃત્તિ છે. તે તેમની આગવી ઓળખ છે.

આવી જ રીતે કચ્છના ભાવિક સંતોએ વૈદિક-સનાતન ધર્મ અપનાવીને સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજે દર્શાવેલા સત્‌પંથના મારગે ચાલવા માંડ્યું. આ સત્‌પંથ-સંપ્રદાયની મુખ્ય ગુરુ ગાદી સદ્‌ગુરુશ્રી ઈમામશાહ મહારાજ સંસ્થાન-પીરાણા, તા. દસક્રોઈ, જિ. અમદાવાદ સ્થાનકે આવેલી છે. સદ્‌ગુરુએ વૈદિક ધર્મ અને સનાતન વિચારધારાને અમલમાં મૂકીને હિન્દુ સંસ્કૃતિનું રક્ષણ કર્યું. જેને સમગ્ર ભારતે સ્વીકારી આવકાર્યું છે. આજથી લગભગ સાડા પાંચસો વર્ષ પૂર્વે આ સંસ્થાનું નિર્માણ થયું ત્યારથી તેનું સંચાલન કચ્છના પવિત્ર સત્‌પંથીઓના હાથમાં મહદ્ અંશે રહ્યું છે.

છેલ્લા ૨૦ વર્ષથી આ સંસ્થામાં સત્‌પંથ સમાજ અને સંપ્રદાયે ન કલ્પી હોય તેવી ઘટનાઓ પ્રકાશીત થઈ છે. બાવીસમા ગાદીપતિ પરમપૂજ્ય આદ્ય જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્યશ્રી કરસનદાસજી મહારાજ સાચા સ્વરૂપે સદ્‌ગુરુશ્રી ઈમામશાહ મહારાજના પ્રતિનિધિ હતા. જે અંતરિક્ષ શક્તિથી તેઓ તા. ૫-૬-૭ માર્ચ ૧૯૯૪માં સત્‌પંથ પ્રેરણાપીઠ પીરાણા સ્થાનકે અખિલ ભારતીય સંત સમિતિનું દશમું રાષ્ટ્રીય અધિવેશન બોલાવીને સમગ્ર ભારત વર્ષમાંથી વીતરાગી, ત્યાગી, તપસ્વી સંતોને બોલાવી એમનાં દર્શનનો અને શ્રવણનો લાભ અપાવી સંપ્રદાયને આગવી ઓળખ અપાવી.

પ. પૂ. જગદ્‌ગુરુ શંકરાચાર્ય સ્વામીશ્રી વાસુદેવાનંદ સરસ્વતી પીઠાધિશ્વર-જ્યોતિપીઠ, પ. પૂ. વિરોક્ત શિરોમણી શ્રી વામદેવજી મહારાજ, આચાર્યશ્રી અવિચલદાસજી મહારાજ-સારસા, આચાર્યશ્રી મહામંડલેશ્વર શ્રી વિવેકાનંદજી મહારાજ-સોહમઆશ્રમ-મથુરા, મહામંડલેશ્વર શ્રી રામાનંદજી મહારાજ-ઓમકારેશ્વર, પ. પૂ. મહામંડલેશ્વર શ્રી હંસદાસજી મહારાજ-હરિદ્વાર, મહંત શ્રી રામદાસજી મહારાજ-સંતરામમંદિર - કરમસદ

વગેરે સંત મહાત્માઓએ સતૂપંથ પ્રેરણા પીઠ-પીરાણાને પ્રેરણાપીઠનું પ્રમાણપત્ર એનાયત કર્યું. બસ પછી તો પૂછવું જ શું ? સતૂપંથ રથના સારથી સતૂપંથાચાર્યશ્રી કરસનદાસજી મહારાજ સાત ઘોડા જોડેલા રથ ઉપર બિરાજીને સતૂપંથની જ્યોત લઈને સમગ્ર વિશ્વને સતૂપંથ ઉપર ચલાવવા વિચર્યા અને સંપ્રદાય અને સમાજમાં એક નવી ચેતનામાં લાવ્યા. જેણે પ્રજ્જવલીત ચેતના જગાવી જેનાથી આજે દરેક સતૂપંથી ગૌરવશાળી બન્યો છે. મુંબઈ-નખત્રાણા-પીરાણા-સુરત-ખેડબ્રહ્મા ખાતે વિરાટ સંમેલનો યોજી સંપ્રદાયની શક્તિનું પ્રદર્શન કરાવ્યું છે.



જેના અનુગામી તેમના ઉત્તરાધિકારી બનેલા પરમપૂજ્ય જગદ્‌ગુરુ સતૂપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ પણ સમાજ અને સંપ્રદાયને સાથે લઈને આગળ વધ્યા અને વિકસ્યા. તેમને કાર્યભાર સંભાળવાની ઘટનાને ૧૦ વર્ષ પૂર્ણ થયાં, જેના અનુસંધાને આપણે તા. ૧૭-૧૮-૧૯ નવેમ્બર-૨૦૧૨ ના રોજ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન અનેસદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજની કૃપાથી પુનિત કાર્યક્રમો યોજી શક્યા. આ સંપ્રદાયે હરહંમેશાં વિશ્વનું કલ્યાણ નજર અંદાજ કર્યું છે. વિશ્વશાંતિ માટે ૧૦૮ કુંડી શ્રી નિષ્કલંકી નારાયણ (વિષ્ણુયાગ) મહાયજ્ઞ, અખિલ ભારતીય સંત સમિતિનું ત્રેવીસમું રાષ્ટ્રીય મહા અધિવેશન, દશ વર્ષની સુવાસ સ્વરૂપે દશાબ્દિ ગ્રંથનું વિમોચન - સતૂપંથી ધર્મપ્રમી પરિવારો દ્વારા પ. પૂ. જગદ્‌ગુરુ સતૂપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ દશાબ્દિ મહોત્સવ નિમિત્તે રજતથી રજતતુલા કરવામાં આવી તે એક ઉત્તમભક્તિનું ઉદાહરણ છે. સતૂપંથ પરિવારોએ આ ભગીરથ કાર્ય સંપન્ન કર્યું.

અહીંયાં આ પુણ્યશાળી ધરતીમાં સતૂપંથ સ્વજનોએ એક હિમાલયની ભવ્ય પ્રતિકૃતિનું સર્જન કર્યું. તેમાં હજારો સંતોની ઉપસ્થિતિમાં પ. પૂ. જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યશ્રીઓ, પ. પૂ. જગદ્‌ગુરુશ્રી રામાનંદાચાર્યો, પ. પૂ. જગદ્‌ગુરુશ્રી રામાનુજાચાર્યો, પ. પૂ. જગદ્‌ગુરુ શ્રી નિમ્બાકાચાર્યો, પ. પૂ. ધર્માચાર્યશ્રીઓ, પ. પૂ. મહામંડલેશ્વરશ્રીઓ, પ. પૂ. સંતો-મહંતો, મહાનુભાવો ઉપરાંત ભગવદ્ સ્વરૂપ દિવ્ય વિભૂતિઓ ઉપસ્થિત રહ્યા. તેમાં બ્રહ્મા-વિષ્ણુ-મહેશ્વરનાં દર્શન થયાં. આ એક ઐતિહાસિક સિદ્ધિ ગણી શકાય. આજે તો સંપ્રદાયના વિકાસ અને વિસ્તારની ઈર્ષા અનેક વિરોધીઓને આવે છે. માટે જ આ સનાતન વૈદિક ધર્મ અને સમાજ માટે હલકા પ્રકારના ઉચ્ચારણો કરી તેમની માનસિક વિકૃતિ છતી કરે છે.

પરંતુ આદિકાળથી પ્રકાશિત સૂરજ સામે ગમે તેવી આંધી આવે તો પણ તેની કીર્તિ લેશ માત્ર ઘટતી નથી, તેવી રીતે સતૂપંથ સત્ય રૂપી સૂરજ વધુને વધુ પ્રકાશિત થઈ રહ્યો છે. તેનો દિવ્ય પ્રકાશ માત્ર સતૂપંથીઓ માટે સીમિત ન રહેતાં, સમગ્ર માનવજાત અને જીવ સૃષ્ટિ માટે આશીર્વાદરૂપ બન્યો છે. સાચે જ સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજે દર્શાવેલો રાજમાર્ગ સતૂપંથ છે.

કચ્છની પવિત્ર માટીના સંસ્કારો સાથે જન્મેલા આ મહાન સપૂતોએ વિશ્વને કચ્છનું ખમીર બતાવ્યું છે. ગમે તેવા કપરા સંજોગોમાં પણ ધર્મપ્રેમી સ્વજનો ઠેર ઠેર જયજયકાર બોલાવ્યા જ કરે છે. પ્રેરણાધામપીરાણા ખાતે ન કલ્પી શકાય તેવી સંત સંમેલન અને ધર્મસભાની બેઠકનું આયોજન અદ્‌ભૂત હતું. હજારો સંત-મહાત્માઓનાં ઉમળકાભેર સ્વાગત સામૈયાં, જાણે હિમાલયની તીર્થભૂમિકહો કે સ્વર્ગદર્શન કહો તેવું દૃશ્ય

દૃશ્યમાન થતું હતું. જે લોકો આ પ્રસંગના સહભાગી બન્યા છે તે ધન્ય બની ગયા છે. આવો કીર્તિમાન કાર્યક્રમક્યાંય નિહાળ્યો નથી. સૌને એક જ શીખ અપાઈ રાષ્ટ્રરક્ષા - ધર્મરક્ષા - ગૌરક્ષા અને બેટી બચાવો અભિયાનમાં સહયોગી બનીને યોદ્ધાની જેમઊભા રહો. સત્ય શું છે ? સત્પંથ શું છે ? આજે અનેક મહાન મનીષીઓએ સમગ્ર વિશ્વને સત્પંથ સનાતન ધર્મનું આગવું સ્થાન પૃથ્વીની ઉત્પત્તિથી જ રહેલું છે સત્પંથ આદિ વૈદિક પરંપરા છે. એવું દર્શાવી દીધું જ છે. સત્પંથે માનવીના જીવનને કેવી રીતે જીવી શકાય તેની કળા બતાવી છે.



કેટલું મોટું વિશાળ ભોજનાલય, કેવો પવિત્ર યજ્ઞ મંડપ અને સૌથી મોટી નોંધપાત્ર બાબત એ હતી કે શ્રોતાજનો સભામંડપમાં શિસ્તબદ્ધ રીતે સંતોની અમૃતવાણીનું રસ પાન શ્રવણ કરતા જોવા મળ્યા. જેને કહેવાય સત્પંથી શિસ્ત. દરેક માનવી આવી શિસ્ત પાળે તો કોઈ સમસ્યા નડતી જ નથી. તા. ૧૭-૧૮-૧૯ નવેમ્બર-૨૦૧૨ના પવિત્ર વાતાવરણમાં જેની આંખોમાં દિવ્યતા છે, ધર્મપરાયણતા છે તેમને બ્રહ્મા-વિષ્ણુ-મહેશ્વર અને આદ્ય શક્તિ માતાને વિહરતા જોયાં. આજના કલિકાળમાં હજી ધર્મ સબળ રીતે વ્યાપ્ત છે. જેઓ એક ન્યાયી અને સમજુ ભક્તો છે. ભગવાન નિષ્કલંકીના અવતરણ માટે આસન બિછાવ્યું છે. એક એવી આત્મશ્રદ્ધા અને પાકો વિશ્વાસ તેમને છે. તેમની શ્રદ્ધાએ "ભગવાન નારાયણ સંભવામિયુગે યુગે" જરૂર આ પુણ્યશાળી ધરતીમાં પ્રગટ થશે.

હવે આ સંપ્રદાય મનુષ્યના કલ્યાણનો માર્ગ બની ગયો છે. સરકાર જે નથી કરી શકી, પ્રશાસન નિષ્ફળ છે ત્યારે જન્મજાત રીતે સત્પંથીઓ વ્યસનમુક્ત છે એ એક મોટી સિદ્ધિ છે. આ મહોત્સવની ધાર્મિક ઘટનાએ ગુજરાત સહિત સમગ્ર દેશમાં એક અદ્ભૂત આકર્ષણ ઊભું કર્યું છે. સંતોનાં દર્શન કરવા હિમાલય, હરિદ્વાર, ઉજ્જૈન, ઓમકારેશ્વર જવું પડે, પરંતુ અહિંયાં ત્રણેય દિવસ સચેતન હિમાલયનાં દર્શન થયાં. હવે તો એક જ તાલાવેલી સૌના મનમાં છે, બસ ચાલો સૌ પ્રેરણા ધામ-પીરાણા જઈએ અને ધન્યતા અનુભવીએ. કહ્યા વગર વ્યસન મુક્ત થવાનું ધામ પ્રેરણાપીઠ છે.

**જય શ્રી નિષ્કલંકી નારાયણ......**





# વિચાર ધર્મ સંમેલનનો.....




આપણે બધા જાણીએ જ છીએ કે આ સમગ્ર બ્રહ્માંડની રચના પાછળ કોઈ પરમશક્તિ - પરમબુદ્ધિ કામકરી જ રહી છે. જેને આપણે પરબ્રહ્મના નામથી જાણીએ છીએ. સમગ્ર બ્રહ્માંડમાં એક સંવાદિતા નજરમાં આવે છે કે, એ પરમશક્તિ એ પરબ્રહ્મના જે શાશ્વત્ નિયમો છે એના વડે જ સમગ્ર બ્રહ્માંડનું સંચાલન થઈ રહ્યું છે. આપણે પણ આપણા જીવનમાં સંવાદિતા લાવવી હોય અને આ વિશ્વ સમાજનું એક વિશ્વ કુટુંબ બનાવવું હોય તો એ જ એક પરમશક્તિ પરબ્રહ્મ તરફથી જે સનાતન શાશ્વત્ નિયમ, જે આપણા મૂળ વેદો-ધર્મગ્રંથોમાં છે એનું નિષ્કામભાવથી અધ્યયન કરવું પડે.

સાંપ્રદાયિક ઉન્માદના આ કપરા સમયમાં પૂર્વે માનવજાતિને મળેલ વેદવાણી અને તે પછી ઘણા સમય પછી અવતરણ પામેલ ધર્મગ્રંથોમાં જે અદ્‌ભુતતા ભરી પડી છે તે કોઈ પણ સમજુ માનવને વિચારતો કરી દે છે. ધર્મના નામે લોકોને બહેકાવવા અને ઝનૂન પેદા કરવું ઘણું જ સહેલું છે. પણ લોકોને જાગૃત કરવા મુશ્કેલ છે અને આવું કામધર્મના ક્ષેત્રમાં ઘણા સાચા અને સારા સંતો જ કરી શકે છે.

સંતો અને ધર્મગુરુઓ ખરેખર જાગે અને પોતાના સત્ય કર્તવ્યનું પાલન કરતાં કરતાં લોકોને પણ જગાડે, સાચા ધર્મથી લોકોને પરિચિત કરાવે. માનવતાનો, પ્રેમનો, ભાઈચારાનો, સેવા અને સમર્પણના સત્ય ધર્મનો પરિચય જગતને કરાવે, નહીંતર પરમાત્મા એમને ક્યારેય માફ નહીં કરે.

"ધર્મ માટે સાચો ધર્મ" એમલખવું પડે છે એ જ અત્યંત પીડાદાયક હકીકત છે. કારણ કે જે સાચો હોય છે તે જ ધર્મ હોય છે. અધર્મ જ્યારે ધર્મનાં કપડાં પહેરીને, ધર્મનું રૂપ લઈને આવે છે, ત્યારે તે વધુ ખતરનાક બની જાય છે. ધર્મનિષ્ઠ લાગણીશીલ લોકો બિચારા એમાં ફસાઈ જાય છે અને અજ્ઞાનવશ ધર્મને બદલે અધર્મથી પ્રભાવિત થઈ જાય છે. એટલે જ ધર્મ સંતો કે વિવેકી પુરુષો પાસે છે તેથી સમસ્યાનું નિરાકરણ કરે છે. પણ જો તે અવિવેકી માણસોના હાથમાં જાય છે, ત્યારે ઘણી વિકટ સમસ્યાઓ જન્માવે છે. એટલા માટે આપણા ઋષિમુનિઓએ વેદોના જ્ઞાન માટે બધા લોકોને સુયોગ્ય નહોતા માન્યા. પરંતુ જે પોતે પરમાત્માની ઉપાસના કરતા હોય, વિવેકી હોય, માનવતાના પૂજારી હોય એ જ જ્ઞાન મેળવવા માટે અધિકારી છે. કારણ કે તે એ જ્ઞાનનો માનવતાના કલ્યાણ માટે ઉપયોગ કરશે જ. આ જ આજના સમયની માંગ પણ છે.

વર્તમાન સમયમાં પ. પૂ. પ્રેરણા- પીઠાધિશ્વર જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજે પણ આ જ વિષયે ચિંતન કરી વિશ્વ શાંતિ માટે ૧૦૮ કુંડી શ્રી નિષ્કલંકી નારાયણ (વિષ્ણુયાગ) મહાયજ્ઞ તેમના ગાદીપતિ તરીકેનો દસ વર્ષનો પૂરો થતો સમય તથા આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરશનદાસજી મહારાજને બ્રહ્મલીન થયે દસ વર્ષ પૂર્ણ થયાં અને પ્રેરણાપીઠને જગદ્‌ગુરુનું પદ મળ્યું તેને પણ દસ વર્ષ પૂર્ણ થયાં તેને અનુલક્ષી દશાબ્દિ મહોત્સવ ઉજવવાનું આયોજન વિચાર્યું. મા દશાબ્દિ મહોત્સવને અનુલક્ષી તે નિમિત્તે સત્‌ધર્મના રક્ષણ માટે સમગ્ર ભારતવર્ષના સંત-મહાત્માઓ અખિલ ભારતીય સંત સમિતિના નેજા નીચે સાંપ્રત સમયની માંગ અનુસાર ધર્મરક્ષા - ગૌરક્ષા - રાષ્ટ્રરક્ષાનો સંદેશો અખિલ ભારતના ખૂણે ખૂણે પહોંચાડે અને તે થકી લોકોમાં સદ્‌ભાવના વધે, સુસંસ્કારોનું સંવર્ધન થાય, ધર્મ પ્રત્યે જાગૃતિ વધે તે જ વિચાર બિંદુને કેન્દ્રમાં રાખી આ ભવ્ય મહોત્સવનું આયોજન પ. પૂ. જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજના ચિંતનથી અખિલ ભારતીય સનાતન સત્‌પંથ સેવા મંડળના ઉપક્રમે યોજવામાં આવ્યું.





# વિચારનું વહેણ.....




પ.પૂ. પ્રેરણાપીઠાધિશ્વર જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજે નીજને સ્ફુરેલ પ્રેરણાને સત્‌પંથ અનુયાયીગણ સુધી પહોંચાડવાનો વિચાર કર્યો. અગ્રણીય સત્‌પંથી સંતો-મહંતો-મહાનુભાવોને પ્રેરણાપીઠ આમંત્રિત કર્યા અને પોતાનો વિચાર રજૂ કર્યો.

સૌ સંતો-મહંતો-મહાનુભાવોએ તેમના વિચારને વધાવી અનુમોદન આપ્યું અને વિગતથી અખિલ ભારતીય સંત સમિતિના મુખ્ય વિશેષજ્ઞ પૂ. સંત પદાધિકારીઓને વિદિત કરી તેમની સલાહ અનુસાર આયોજન યોજવું તેવું સૌએ વિચાર્યું. આયોજન નક્કી કરવા માટે ફરીથી એકત્રિત થવાની તા. ૨૭-૫-૨૦૧૨ને રવિવાર નક્કી કરવામાં આવી.

આ વિચારને અનુલક્ષી અખિલ ભારતીય સંત સમિતિના રાષ્ટ્રીય અધ્યક્ષશ્રી પ.પૂ. સતકૈવલ જ્ઞાનપીઠાધિશ્વર આચાર્ય શ્રી અવિચલદાસજી મહારાજને સારસાપુરી (આણંદ) મળવા જવું તેવું નક્કી કરવામાં આવ્યું. તે અનુસંધાને પ.પૂ. જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ તેમજ મહોત્સવ આયોજન સમિતિના મુખ્ય પદાધિકારીઓએ મહોત્સવ વિષયે વિચાર વિમર્શ માટે રાષ્ટ્રીય અધ્યક્ષશ્રીની મુલાકાત લઈ ચર્ચાઓ કરી.



# અવસરનું આયોજન.....




નિશ્ચિત કરેલ સમયાવધિ મુજબ તા. ૨૭-૫-૨૦૧૨ને રવિવારના શુભ દિવસે સૌ સત્‌પંથ-સંત્-મહંત ગણ - ભાવિક ભક્ત અનુયાયીઓની ઉપસ્થિતિમાં પ. પૂ. પ્રેરણા- પીઠાધિશ્વર જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજની અધ્યક્ષતાએ પૂ. શ્રીમદ્ જગદ્‌ગુરુ શ્રી રામાનંદાચાર્ય સ્વામી હંસદેવાચાર્યજી મહારાજ - રાષ્ટ્રીય મુખ્ય નિર્દેશકશ્રી અખિલ ભારતીય સંત સમિતિ (સ્વામી જગન્નાથ ધામટ્રસ્ટ-ભીમગોડા, હરિદ્વાર, ઉત્તરાખંડ), પૂ. સત્‌કૈવલજ્ઞાન પીઠાધિશ્વર સપ્તમકુવેરાચાર્ય શ્રી અવિચલદાસજી મહારાજ - રાષ્ટ્રીય અધ્યક્ષશ્રી : અખિલ ભારતીય સંત સમિતિ (સત્‌કૈવલ જ્ઞાનપીઠ - ગુરુગાદી - સારસાપુરી, આણંદ), પૂ. અનંત વિભૂષિત શ્રી વિશ્વ ગાયત્રી બ્રહ્મપીઠાચાર્ય મહામંડલેશ્વર શ્રી શ્રી શ્રી ૧૦૦૮ સ્વામી શ્રી અલખગીરીજી મહારાજ - પશ્ચિમાચલ અધ્યક્ષશ્રી એવં રાષ્ટ્રીય કોષાધ્યક્ષશ્રી : અખિલ ભારતીય સંત સમિતિ (વિશ્વ ગાયત્રીપીઠ, ગુરુમઢી આશ્રમ- કાસોર - આણંદ), પૂ. મહામંડલેશ્વર સ્વામી દેવેન્દ્રાનંદગીરીજી મહારાજ - બહાદુરગઢ (રાષ્ટ્રીય મહામંત્રીશ્રી : અ.ભા.સં.સમિતિ), પૂ. મહંત શ્રી સદાનંદજી મહારાજ - અધ્યક્ષશ્રી : ગુજરાતપ્રાંત - અખિલ ભારતીય સંત સમિતિ (શ્રી હનુમંતધામસનાતન ધર્મ સેવા આશ્રમ- બાવળી - ધ્રાંગધ્રા), પૂ. મહંતશ્રી ઉગમદાસજી સાહેબ - અધ્યક્ષશ્રી : અમદાવાદ જિલ્લા - અખિલ ભારતીય સંત સમિતિ (સંત કબીર ઉગમધામ- વસ્ત્રાલ, અમદાવાદ) વગેરે દર્શનીય પૂજ્ય સંત મહાત્માઓના સાનિધ્યમાં પ. પૂ. પ્રેરણાપીઠાધિશ્વર જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજને ઉદ્‌ભવેલ મહોત્સવ માટેનો ચિંતનનો વિચાર વિમર્શ કરવામાં આવ્યો. ઉપસ્થિત સર્વ સંત-મહાત્માઓએ તેમજ સર્વ સત્‌પંથી અનુયાયીઓએ મહોત્સવના વિચારને અનુમોદન આપ્યું.

મહોત્સવ માટે ભગવદ્‌કૃપા અને સદ્‌ગુરુદેવની પ્રેરણાથી સં. ૨૦૬૯ના કારતક સુદ ૪-૫-૬, શનિવાર-રવિવાર-સોમવાર, તા. ૧૭-૧૮-૧૯ નવેમ્બર-૨૦૧૨ના શુભ દિવસો નક્કી કરી સર્વાનુમતે કાર્યક્રમને સ્વીકૃતિ આપવામાં આવી. સૌએ નક્કી કરેલ મહોત્સવના કાર્યક્રમને સહર્ષથી વધાવી લીધો.

મહોત્સવને શીર્ષક આપવામાં આવ્યું.

**શ્રી અખિલ ભારતીય સનાતન સત્‌પંથ સેવા મંડળ આયોજિત**

**એવં**

**શ્રી અખિલ ભારતીય સંત સમિતિ દ્વારા સંયોજિત**

**શ્રી અખિલ ભારતીય સંત સમિતિનું ત્રેવીસમું રાષ્ટ્રીય મહાઅધિવેશન**

**એવં**

**પ્રેરણાપીઠ ચતુર્વિધ મહોત્સવ.**

- વિશ્વ શાંતિ માટે ૧૦૮ કુંડી શ્રી નિષ્કલંકી નારાયણ (વિષ્ણુયાગ) મહાયજ્ઞ
- જગદ્‌ગુરુ પદ પ્રતિષ્ઠા દશાબ્દિ મહોત્સવ
- પ. પૂ. આદ્ય જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી કરસનદાસજી મહારાજ પરમજ્યોતિ વિલિન દશાબ્દિ પર્વ
- પ. પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ ગાદીપતિ પદ દશાબ્દિ મહોત્સવ




# મહોત્સવની પ્રારંભિક સજાવટ.....

અખિલ ભારતીય સંત સમિતિનું ત્રેવીસમું રાષ્ટ્રીય મહા અધિવેશન તેમજ પ્રેરણાપીઠ ચતુર્વિધ મહોત્સવની સમયાવધિ નિશ્ચિત થયા પછી મહોત્સવ કાર્યક્રમતેમજ સનાતન સત્‌પંથ સંપ્રદાયનો વિશેષ પ્રચાર-પ્રસાર થાય તેને અનુલક્ષી સદ્‌ગુરુદેવની કૃપાથી પ. પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજના આશીર્વાદથી વિવિધ કાર્યકારી સમિતિઓની નિમણૂંક બનાવવામાં આવી. દરેક સમિતિમાં કન્વીનરશ્રી અને સહ કન્વીનરશ્રીની નિમણૂંક કરવામાં આવી અને તેમને હિસ્સે આવતાં કાર્યની પૂર્ણ જવાબદારી સોંપવામાં આવી. દરેક કન્વીનરશ્રી અને સહકન્વીનરશ્રીઓએ પોતાને સોંપવામાં આવેલ કાર્યોની પૂર્ણતઃ જવાબદારી સંભાળીને પ્રારંભિક તૈયારીઓ શરૂ કરી દીધી. પ્રચાર-પસાર, યજ્ઞશાળા, સભામંડપ, ભોજન-પ્રસાદ તેમજ પ્રદર્શન વિભાગ વગેરે સમિતિઓએ મહોત્સવની સમયાવધિની તારીખથી એક માસ પૂર્વે તૈયારીઓ શરૂ કરી દીધી.










# પત્રકાર મિત્રો સાથે.....

અખિલ ભારતીય સંત સમિતિના ત્રેવીસમા રાષ્ટ્રીય મહા અધિવેશન તેમજ પ્રેરણાપીઠ ચતુર્વિધ મહોત્સવના પ્રચાર-પ્રસારને અનુલક્ષીને તા. ૨૫-૧૦-૨૦૧૨ના દિવસે સનાતન સત્પંથ સંપ્રદાયના માન્ય લોગોને પ.પૂ. જગદ્‌ગુરુશ્રી નાનકદાસજી મહારાજના સ્વહસ્તે તેમજ ઉપસ્થિત સંતો-મહંતોના સાનિધ્યમાં આશીર્વાદસહ લોકાર્પણ કરવામાં આવ્યો તેમજ એક પત્રકાર પરિષદનું આયોજન પ્રેરણાપીઠ-પીરાણા ખાતે યોજવામાં આવ્યું. પત્રકાર પરિષદમાં સંત સમિતિના અધ્યક્ષ અવિચલદાસજીએ વિવિધ પ્રશ્નોના જવાબમાં જણાવ્યું હતું કે અમદાવાદ જિલ્લાના પીરાણા ખાતે આગામી ૧૭, ૧૮ અને ૧૯મી નવેમ્બર દરમ્યાન અખિલ ભારતીય સંત સમિતિનું ત્રેવીસમું રાષ્ટ્રીય અધિવેશન મળશે. સંતો સમાજનું ભલું કરવા માટે જ કોઈ કાર્ય કરતા હોય છે. આ સંમેલન દરમ્યાન સામાન્ય રીતે કોઈ રાજકીય પ્રવૃત્તિઓ કરવામાં આવશે નહીં પરંતુ અમે સમાજના હિત માટે ચોક્કસ સંદેશો આપીશું.

અખિલ ભારતીય સનાતન સત્પંથ સેવા મંડળના ઉપક્રમે સંત સમિતિનું ત્રેવીસમું રાષ્ટ્રીય વૈદિક ધર્મ મહાઅધિવેશન યોજાશે. આ અધિવેશનમાં ભાગ લેવા ગુજરાત ઉપરાંત દેશભરમાંથી ૧૫૦૦ થી વધારે સંતો-મહંતો ઉપસ્થિત રહેશે. જે અંગેની માહિતી આપતાં પૂ. શ્રી અવિચલદાસજી મહારાજ તથા પૂ. શ્રી નાનકદાસજી મહારાજે જણાવ્યું હતું કે; ભારતીય સંસ્કૃતિ પર પશ્ચિમી સંસ્કૃતિના થઈ રહેલા આક્રમણને ખાળવા માટે લોકોમાં વ્યસન મુક્તિ, બેટી બચાવો, રાષ્ટ્ર રક્ષા, ગૌરક્ષા, ધર્મરક્ષા જેવા ઉમદા હેતુઓ માટે આ સંમેલનનું આયોજન કરવામાં આવ્યું છે. આ પ્રસંગને અનુલક્ષીને ૨૭-૧૦-૨૦૧૨, શનિવારે એક માનવ સુસંસ્કાર રેલીનું પણ આયોજન કરવામાં આવ્યું છે. જે રેલીમાં ૬૦૦ મોટરસાઈકલ તેમજ ૮૦ મોટર કાર જોડાશે. જે રેલી પીરાણાથી નીકળી જેતલપુર, નારોલ, ઈસનપુર, રામબાગ, કાંકરિયા, પાલડી ચાર રસ્તા, આશ્રમરોડ, સ્વસ્તિક ચાર રસ્તા થઈ જીવરાજપાર્ક થઈ પરત પીરાણા જશે.

સંત સંમેલન અંગે અવિચલદાસજીને પૂછતાં તેમણે જણાવ્યું હતું કે; સંતો હંમેશાં સમાજના હિતમાં જ કામકરતા હોય છે. સમાજની રક્ષા, સંસ્કૃતિની રક્ષા માટે જરૂરી તમામબાબતો પર સંત સંમેલનમાં ચર્ચા થશે. એટલું જ નહી પરંતુ આવી બાબતોમાં અમે જનતાને સંદેશાઓ પણ આપીશું.



# ભવ્ય માનવ સુસંસ્કાર રેલી.....




અખિલ ભારતીય સત્પંથ સેવા મંડળ પ્રેરણાપીઠ-પીરાણા આયોજિત અખિલ ભારતીય સંત સમિતિના ૨૩(ત્રેવીસ)મા રાષ્ટ્રીય મહા અધિવેશન અને પ્રેરણાપીઠ-પીરાણાના ચતુર્વિધ મહોત્સવના ઉપક્રમે ભગવદ્ કૃપાથી એક ભવ્ય માનવ સુસંસ્કાર વિરાટ મોટર સાઈકલ રેલીનું આયોજન તા. ૨૭-૧૦-૨૦૧૨ના દિવસે પ્રેરણાપીઠથી અમદાવાદ શહેરમાં યોજવામાં આવ્યું.

રેલીનો મુખ્ય ઉદ્દેશ જનજાગૃતિ અભિયાન દ્વારા વર્તમાન સમયમાં રાષ્ટ્રીય સ્તરે રહેલી મુખ્ય સમસ્યાઓ જેવી કે રાષ્ટ્રરક્ષા-ધર્મરક્ષા-ગૌરક્ષા-સ્ત્રી ભ્રૂણ હત્યા - વ્યસનમુક્તિ જેવા મુદ્દાઓને અનુલક્ષી રહ્યો હતો.

ઉપરોક્ત રેલીનું તા. ૨૭-૧૦-૨૦૧૨ના સુપ્રભાતે ૮-૩૦ કલાકે પ. પૂ. જગદ્ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ તથા આઠીયા સંસ્થા ટ્રસ્ટ કમિટિના ચેરમેન કાકા શ્રી વિષ્ણુકાકા, શ્રી સ્વામીનારાયણ સંસ્થા - જેતલપુરધામના સ્વામીશ્રી આત્મપ્રકાશદાસજી તેમજ અન્ય સંતોના આશીર્વાદથી પૂ. મહંતશ્રી જનાર્દનજી મહારાજના સાનિધ્યમાં ૬૦૦ મોટર સાઈકલો તેમજ ૮૦ મોટરકારો સાથે પ્રસ્થાન કરવામાં આવ્યું હતું. જેનું સાંજે ૪-૦૦ કલાકે પ્રેરણાપીઠ શ્રી નિષ્કલંકી ધામપરત સમાપન થયું હતું.

આ વિશાળ મોટર સાઈકલ રેલી પ્રેરણાપીઠ શ્રી નિષ્કલંકીધામ- ગુરુકુળથી પ્રસ્થાન કરી ગીરમઠા-નાઝ-જેતલપુર-અસલાલી-નારોલ-ઈસનપુર-હીરાભાઈ ટાવર - રામબાગ - કાંકરીયા - ગીતામંદિર - જગન્નાથમંદિર - પાલડી - આશ્રમરોડ - ઈન્કમટેક્ષ સર્કલ - સ્વસ્તિક ચાર રસ્તા - વિજય ચાર રસ્તા - અંધજન મંડળ - શ્યામલ ચાર રસ્તા - જીવરાજ પાર્ક - વિશાલા - જૂના ઓક્ટ્રોય નાકા - પીપળજ - કમોડ - ઓડ થઈ પ્રેરણાપીઠ પરત ફરી હતી.

આ રેલીનું ખાસ નોંધનીય આકર્ષણ એ રહ્યું કે નાસિકના નવયુવાનોએ દિવ્ય જ્યોતમાંથી પ્રગટાવેલ મશાલ સાથે દોડતાં દોડતાં રેલીમાં ભાગ લીધો હતો. જે ખરેખર ધન્યવાદ અને સરાહનીય હતો. રેલીમાં લગભગ યુવાનોનું પ્રાધાન્ય વિશેષ રહ્યું હતું. યુવાનોમાં ધર્મ તેમજ રાષ્ટ્ર હિતાર્થે કંઈક કરી છૂટવાનો ઉત્સાહ અને ઉમંગ દષ્ટિમાન થતો હતો. બીજી ખાસ વિશેષતા એ રહી કે મોટર સાઈકલ રેલીના નિર્ધારિત માર્ગ પર જગન્નાથ મંદિરના પૂ. મહામંડલેશ્વર મહંત શ્રી દિલીપદાસજી મહારાજ અને મુખ્ય ટ્રસ્ટી શ્રી મહેન્દ્રભાઈ ઝાએ રેલીનું તથા પ.પૂ. મહંતશ્રી જનાર્દનજી મહારાજ તેમજ સર્વ સંતો-મહંતોનું તથા દિવ્ય જ્યોતિમાં પ્રગટાવેલ મસાલનું ભવ્ય સ્વાગત કર્યું હતું. તેમજ રેલીમાં સામેલ તમામને મહાપ્રસાદનું ભોજન કરાવ્યું હતું. જે ખરેખર ખૂબ જ પ્રશંસનીય હતું.

રેલી પૂર્ણાન્તે ધર્મસભામાં પરિવર્તિત થઈ હતી. પૂર્ણાન્તે રેલીનું સ્વાગત કરતાં યુવાનોનો ઉત્સાહ જોઈ પ. પૂ. જગદ્ગુરુશ્રીએ ગદ્ગદીત થઈ આશીર્વાદ આપ્યા હતા. તેમજ મહંત શ્રી જનાર્દનજી મહારાજે સૌનો આભાર માન્યો હતો આજ કાર્યક્રમના ભાગરૂપે ક.ક.પા. સત્પંથ સનાતન સમાજ કચ્છ વિભાગ પ્રેરિત સ્કૂટર મહારેલીનું આયોજન ભુજમાં જ્યુબિલી ગ્રાઉન્ડ ખાતે કરાયું હતું, જેમાં કચ્છભરના સત્પંથ સમાજના વડીલો, આગેવાનો અને યુવા સંઘના કાર્યકર ભાઈઓ જોડાયા હતા. જેમાં મહંત શ્રી જનાર્દનજી મહારાજ ફૈઝપુર મહારાષ્ટ્ર, મહંતશ્રી ગંગેશ્વરદાસજી મહારાજ (નિષ્કલંકીધામ-નખત્રાણા), શ્રી મહંત જયરામદાસજી મહારાજ (અથર્વવેદી સેવા આશ્રમ- કાદિયા મોટા) તેમજ શ્રી હિતેશ મહારાજ (મહાલક્ષ્મીધામ-ભુજ) એમસંતો-મહંતોની ઉપસ્થિતિમાં સમાજના આગેવાનોની ગાડીઓ પાછળ સ્કૂટરસવારો રેલીમાં બબ્બેની લાઈનમાં પસાર થયા હતા. આ પૂર્વે માનકુવા, દેશલપર, દેવપર, નાના અંગીઆ તેમજ નખત્રાણામાં ભાવિકો દ્વારા સંતો-મહંતોનું આ મહા રેલીમાં સ્વાગત કરવામાં આવ્યું હતું. નખત્રાણામાં ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ ઓધવજી ચાંપશી ઠક્કર તેમજ હેમેન્દ્રભાઈ કંસારા તથા રાજેશ પલણ તેમજ ગ્રામજનો દ્વારા સ્વાગત કરવામાં આવ્યું હતું. મહા રેલી નખત્રાણા-નિષ્કલંકીધામખાતે પહોંચી જ્યાં સભાસ્વરૂપ સંતોએ આશીર્વચન આપ્યા હતા.




# શ્રી નિષ્કલંકી નારાયણ (વિષ્ણુયાગ) મહાયજ્ઞ.....

અનાદિકાળથી ભરતખંડની પાવન ભૂમિઉપર સુખ-સમૃદ્ધિ અને શાંતિ માટે યજ્ઞો યોજવામાં આવે છે. યજ્ઞોથી દેવો પ્રસન્ન થાય છે. આસુરી શક્તિ ઉપર વિજય મેળવી શકાય છે. જે પરંપરા ભારત દેશમાં આજ પર્યંત પણ ચાલુ છે.

આજ પરંપરાના અનુસંધાને મહોત્સવના ઉપક્રમે શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનની કૃપાથી તા. ૧૭-૧૧-૨૦૧૨, શનિવારના શુભ દિવસે સવારના ૭-૦૦ કલાકથી બપોરના ૧૨-૩૦ કલાક સુધી વિશ્વ શાંતિ અને કલ્યાણ માટે ૧૦૮ કુંડી શ્રી નિષ્કલંકી નારાયણ (વિષ્ણુયાગ) મહાયજ્ઞનું આયોજન થયું. બ્રહ્મપંડિત શ્રી શ્રીધર વ્યાસે સમગ્ર મહાયજ્ઞનું સ્વહસ્તે દિવ્ય વૈદિક મંત્રોચ્ચાર દ્વારા ૫૧ બ્રહ્મ-પંડિતોના સહયોગથી સંચાલન કરી વાતાવરણને પવિત્ર અને ધર્મમય બનાવ્યું. જેમાં વિશેષ સહયોગ પંડિત શ્રી છગનબાપા (વડોદરા)નો રહ્યો. દિવ્ય વૈદિક મંત્રોચ્ચારથી સમગ્ર યજ્ઞશાળા તથા મહોત્સવ પરિસર અલૌકિક દિવ્ય ભાસતું હતું. મહાયજ્ઞના પૂર્ણાન્તે શ્રીફળ આહુતિ અખિલ ભારતીય સંત સમિતિના વરિષ્ટ પૂ. સંતોના વરદ્ હસ્તે આશીર્વાદ સહ રાખવામાં આવી હતી.

આજ પવિત્ર દિવસે સવારના ૯-૦૦ કલાકથી બપોરના ૧૨-૦૦ કલાક સુધી ભારતભરમાંથી પધારેલ સર્વ સંત મહાત્માઓની ઉપસ્થિતિમાં રાષ્ટ્રીય અધ્યક્ષશ્રી પ. પૂ. સત્કૈવલ જ્ઞાન પીઠાધિશ્વર સપ્તમકુવેરાચાર્યશ્રી અવિચલદાસજી મહારાજની અધ્યક્ષતાએ અખિલ ભારતીય સંત સમિતિની રાષ્ટ્રીય કાર્યકારીણીની બેઠક મળી હતી. જેમાં વર્તમાન સમયની પરિસ્થિતિ અનુસાર રાષ્ટ્રરક્ષા - ગૌરક્ષા - ધર્મરક્ષા - સંસ્કાર - સંસ્કૃતિ અને સંગઠન માટેના વિષયોને પ્રાધાન્ય આપવામાં આવ્યું.





# સંતોનાં સામૈયાં - સત્કાર - સ્વાગત.....

અખિલ ભારતીય સંત સમિતિના ત્રેવીસમા રાષ્ટ્રીય મહા અધિવેશન તેમજ પ્રેરણાપીઠ ચતુર્વિધ મહોત્સવ પ્રસંગે ભારતભરમાંથી પધારેલ ૧૨૦૦ જેટલા સંતોનાં ભવ્ય સામૈયાં - સત્કાર ઉમંગસહ કરવામાં આવ્યાં, તેમજ પધારેલ સર્વ પૂ. સંતોનાં ચંદન-તિલક-ફૂલહારથી સ્વાગત કરવામાં આવ્યાં.

આ પ્રસંગે પ. પૂ. જગદ્‌ગુરુ સત્પંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજના આશીર્વાદથી સ્વાગત સમિતિના સભ્યશ્રીઓ - શ્રી જીવરાજભાઈ લધ્ધાભાઈ ધોળુ (માધવકંપા), શ્રી દેવજીભાઈ કાનજીભાઈ લીંબાણી (બીલીમોરા), શ્રી બાબુભાઈ ખીમજીભાઈ છાભૈયા (તિરૂપુર), શ્રી દેવસીભાઈ નારણભાઈ પટેલ (શીંગોટા), શ્રી પરશોત્તમભાઈ ખેતસીભાઈ પટેલ (નવસારી), શ્રી શામજીભાઈ લધાભાઈ ધોળુ (વડોદરા) શ્રી ગંગારામભાઈ પ્રેમજીભાઈ પટેલ (સવાસલા કંપા) વગેરેનો સંતોનાં સામૈયાં સ્વાગતમાં વિશેષ સહયોગ રહ્યો હતો.



# દશાબ્દિ મહોત્સવે પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્યશ્રી નાનકદાસજી મહારાજનું સન્માન.....






## દિવ્ય સત્‌પંથ ગ્રંથ 'મૂળબંધ'નું પૂજન અને સ્મૃતિગ્રંથ વિમોચન.....

અખિલ ભારતીય સંત સમિતિના ત્રેવીસમા રાષ્ટ્રીય મહા અધિવેશન તેમજ પ્રેરણાપીઠ ચતુર્વિધ મહોત્સવ પ્રસંગે પ. પૂ. જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજના દશાબ્દિ મહોત્સવને અનુલક્ષી ભારતભરમાંથી પધારેલ સંત મહાત્માઓએ પ. પૂ. જગદ્‌ગુરુશ્રીનું ચંદન-તિલક-શાલથી અભિવાદન કરી સન્માન કર્યું. આ નિમિત્તે પૂ. જગદ્‌ગુરુશ્રીને અખિલ ભારતીય સંત સમિતિ તરફથી "સન્માન પત્ર" અર્પણ કરવામાં આવ્યું. જે સન્માનપત્ર પૂ. સંત શ્રી ઉપાસની મહારાજશ્રીએ તૈયાર કર્યું હતું.

સનાતન સત્‌પંથ વૈદિક ધર્મમાં જેનો આધાર માનવામાં આવે છે. તેવા પવિત્ર દિવ્ય વૈદિક "મૂળબંધ" ગ્રંથનું સંતો દ્વારા પૂજન-અર્ચન કરવામાં આવ્યું. આ દિવ્ય "મૂળબંધ" ગ્રંથમાંની વૈદિક વિચારધારા માનવીના જીવન માટે આલેખાઈ છે. તેનું વિસ્તૃત વિશ્લેષણ પૂ. મહંતશ્રી જનાર્દનજી મહારાજ દ્વારા ધર્મસભામાં કરવામાં આવ્યું.

પ. પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્યશ્રી નાનકદાસજી મહારાજ ગાદીપતિ બન્યા પછી તેમના દ્વારા થયેલાં નૂતનકાર્યોને ભારતભરના સંતો તેમજ મહાન વ્યક્તિઓએ શુભેચ્છા પાઠવી છે તેમના શુભ સંદેશાનું સંકલન છે તેવા "સ્મૃતિગ્રંથ"નું પણ વિમોચન ધર્મસભામાં કરવામાં આવ્યું.

આ અવસરે પ. પૂ. 'સત્‌પંથ રત્ન' મહંતશ્રી જનાર્દનજી મહારાજ-ફૈજપુર (મહારાષ્ટ્ર) ને અખિલ ભારતીય સંત સમિતિ દ્વારા 'મહામંડલેશ્વર' પદે ઘોષિત કરી પ્રતિષ્ઠિત કરવામાં આવ્યા. જે પદવી નિર્મલ અખાડા (હરિદ્વાર) તરફથી આપવામાં આવશે. નિર્મલ અખાડાના પ.પૂ. મહંત શ્રી જ્ઞાનદેવસિંહજી મહારાજ પૂ. જનાર્દનજી મહારાજને મહામંડલેશ્વર પદે નિયુક્ત કરશે. જેની તિલક-ચાદર વિધિ ૧૪ જાન્યુઆરી-૨૦૧૩ના દિવસે કુંભમેળા-અલ્હાબાદ સ્થાનકે થશે.









વેદ આધારિત
સદ્‌ગુરુ
શ્રી ઈમામશાહ
મહારાજ રચિત
"મૂળબંધ" નું પૂજન.....



પ.પૂ. જગદ્‌ગુરુ
શ્રી નાનકદાસજી
મહારાજના
દશાબ્દિ મહોત્સવ પ્રસંગે
સ્મૃતિગ્રંથ વિમોચન....



પૂ. આચાર્ય શ્રી અવિચલદાસજી મહારાજના હસ્તે
કથા સંમેલન ગ્રંથ વિમોચન



શ્રી જગદ્‌ગુરુ દિવ્યાનંદતીર્થજી મહારાજના હસ્તે
નવીન કેસેટ વિમોચન

# अखिल भारतीय संत समिति

(२३ वाँ राष्ट्रीय महाअधिवेशन)

प्रेरणापीठ, पीराणा, गुजरात

## सन्मान-पत्र

**संवत-२०६९, कार्तिक शुकला पक्ष-४, शनिवार, दिः १९ नवम्बर-२०१२**

परमकृपालु भगवान की अवतार लीलाओं से महिमा मंडित विश्वगुरु भारतवर्ष के जम्बुद्वीप, भरतखंड, कुँवारिकाक्षेत्र स्थित सूफी संत सद्‌गुरु इमामशाह महाराज की चैतन्य स्वरूप समाधी मंदिर के प्रांगण में अखिल भारतीय संत समिति के तत्वावधान में संपन्न २३ वें राष्ट्रीय महाअधिवेशन में,

- आपके प्रेरणापीठाधीश्वर की आचार्यरूप में प्रतिष्ठा के दशकपूर्ती समारोह के पावन अवसर पर समस्त संप्रदायों के आचार्य जगद्‌गुरु-शंकराचार्य, जगद्‌गुरु रामानंदाचार्य, एवम् विभिन्न संप्रदायों के महामंडलेश्वर, श्री महंत, संत एवम् षड्‌दर्शन साधुसमाज, अखिल भारतीय मूखी परिवार, सनातन सत्‌पंथ धर्म में आस्था रखनेवाले हजारो श्रध्धालु, साधकों की उपस्थिति में,

### - प्रेरणापीठाधीश्वर जगद्‌गुरु आचार्य श्री नानकदासजी महाराज -

- आपको वैदिक ब्राह्मणों द्वारा स्वस्ति वचनों की गूँज में आपके कार्यों को देखतें हुए, पुनः एक बार सम्मानित किया जा रहा है ।

- **हे आचार्यप्रवर ... ...!** भारतवर्ष के मूर्धन्यसंत, विरक्त शिरोमणी अखिल भारतीय संत समिति के संस्थापक **ब्रह्मलीन स्वामी वामदेवजी महाराज** के आप कृपापात्र रहे हो ।

- इ.स.२००४ के उज्जैन कुम्भ में मानस मर्मज्ञ रामायण कथाकार राष्ट्रीय संत परम पूज्य **श्री मोरारीबापु** की कथा में इसी प्रकार आपको सम्मानित करने का सौभाग्य हमें प्राप्त हुआ । प्रेरणापीठ के पूर्वाचार्य जगद्‌गुरु करशनदासजी महाराज को **सांदिपनी देवर्षि पुरस्कार १९९७** से अलंकृत करते हुए सांदिपनी विद्यानिकेतन के अध्यक्ष आदरणीय **भागवताचार्य परम पूज्य रमेशभाई ओझा** कहते हैं - "सूफि संत सद्‌गुरु इमामशाह महाराज से प्रेरित होकर सर्वधर्म समभाव और मानवसेवा के क्षेत्र में कार्यकर, आपनें उस कार्य को नवीन दिशा प्रदान की हैं । वैदिकधर्म के प्रचारार्थ समय समय पर धार्मिक सम्मेलनों का आयोजन एवम् सामाजिक, नैतिक एवम् धार्मिक मार्गों को प्रांजल बनाने के लिए आप सदैव अग्रसर रहे हैं,"

- धर्ममार्ग प्रवर्तक आचार्य ! आपका मितभाषी स्वभाव, सरल व्यवहार, आचार विचारों की सादगी, सजल नेत्र व हृदयस्पर्शी व्यवहार, साधकों के धर्म जीवन में पूर्णिमा के चन्द्रमा जैसी शीतल सुधा की अनुभूति प्रदान करता है ।

- **हे धर्मजीवन दिनकर ... ... ...!** - आप स्वयम् आर्य सनातन वैदिक धर्म के कर्मठ, उपासक रहे हैं ।

- आप द्वारा प्रवर्तित, स्वाध्याय, संकीर्तन, सत्‌संग, आरोग्य शिविर, गौशाला-निर्माण, बालसंस्कार वर्ग, गुरुकुल निर्माण, व्यसन मुक्ति अभियान, मंदिर निर्माण अभियान, संप्रदाय का विकास एवम् विस्तार अभियान, आदि प्रवृत्तिओं से सामान्य साधक प्रेरणा पाकर धर्म मार्ग पर केवल अग्रसर ही नही होता, अपितु धर्म का आचार शुद्ध संरक्षक बनकर धर्माचरण करने लगता है ।

- **हे धर्मवीर धर्माचार्य ... ... ...!** - विभिन्न संप्रदायों के मूर्धन्य आचार्यों द्वारा अलंकृत होने पर भी आपने साधना पथ पर निरंतर आगे बढ़ते हुए लाखों, सत्‌पंथी साधकों के जीवन में धर्मचेतना का एक नया अध्याय शुरु किया है ।

- अथर्ववेदाधारीत मूलबंध के विचारों को आपने जन-जन तक पहूँचाया है । आपका यह युग प्रवर्तक धर्मकार्य, आनेवाली पीढ़ीओं के लिए एक उत्तंग आदर्श बनकर सदैव मार्ग प्रशस्त करता रहेगा । आप द्वारा इसी प्रकार धर्मसेवा, राष्ट्रसेवा, संस्कृति संवर्धन और समाजोद्धार होता रहे । आप जैसे जनचेतना के दीपस्तंभ की आभा से साधकों का धर्माचरण सदैव प्रशस्त होता रहें । इन्हीं मंगलकामनाओं के साथ आपको यह सम्मानपत्र प्रदत्त किया जाता है ।

**सत्यधर्म की दित्यध्वजा को फहराया ऊँचा ।**
**दशकपूर्ति का स्वर्णिम क्षण हम पाए कहाँ दूजा ?**
**शान्त, निगर्वी, धर्मसिद्ध और भक्तों के प्रतिपाल ।**
**हो शतायू ! "नानक" "माणक" प्रार्थू दीनदयाल ।।**

**शुभाकांक्षी,**

- श्री महंत ज्ञानदेवसिंहजी महाराज (निर्मल पीठाधीश्वर) श्रीमहन्त स्वामी ज्ञानदेव सिंह
- राष्ट्रीय अध्यक्ष आचार्य अविचलदासजी महाराज (केवल ज्ञानपीठाधीश्वर, सारसापुरी)
- जगद्‌गुरु रामानंदाचार्य स्वामी हंसदेवाचार्यजी महाराज (हरिद्वार)
- जगद्‌गुरु शंकराचार्य माधवाश्रम स्वामी महाराज (ज्योतिष पीठाधीश्वर)
- जगद्‌गुरु शंकराचार्य स्वामी दिव्यानंदतीर्थजी महाराज (भानूपुरा पीठाधीश्वर)
- जगद्‌गुरु शंकराचार्य स्वामी नरेन्द्रानंद सरस्वतीजी महाराज (काशी सुमेरु पीठाधीश्वर)
- आचार्य स्वामी विवेकानंद सरस्वती जी महाराज (गुरुकुल प्रभात आश्रम, मेरठ)
- पू.महंतश्री रामदासजी महाराज (संतराम मंदिर, नडियाद)
- आचार्य महामंडलेश्वर देवेन्द्रानंद महाराज, महामंत्री (अखिल भारतीय संत-समिति)
- महामंडलेश्वर अलखगीरीजी महाराज (अ.भ.स.पश्चिमांचल अध्यक्ष)

- शब्दांकन - राष्ट्रीय कीर्तनकार, ह.भ. प.श्री योगेश्वर उपासनी जी महाराज (अमलनेर, महाराष्ट्र)




# રજતતુલા.....

પ. પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજના દશાબ્દિ મહોત્સવની ઉજવણીને અનુલક્ષી શ્રદ્ધાળુ સત્‌પંથી હરિભક્તો દ્વારા રજત(ચાંદી)થી પ. પૂ. જગદ્‌ગુરુશ્રીની રજતતુલા કરવામાં આવી. આ પ્રસંગે અંતરિક્ષમાંથી જાણે સદ્‌ગુરુશ્રી ઈમામશાહ મહારાજ અને આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરશનદાસજી મહારાજ આશીર્વાદ વરસાવતા હોય તેવો ભાસ લાગતો હતો.

વૈદિક મંત્રોચ્ચારથી પવિત્ર વાતાવરણ ચારે બાજુ ગુંજી રહ્યું. સત્‌પંથ ધર્મના જય ઘોષ દ્વારા જય જયકાર થયો. સમગ્ર મંચસ્થ બિરાજમાન હજારો સંતો - અગણિત ભાવિક હરિભક્તોએ શ્રોતાઓ આ પાવન પ્રસંગ નિહાળી ધન્યતા અનુભવી ભાવવિભોર બન્યા. દાનવીર પરિવારજનોનું સંતો દ્વારા અભિવાદન સન્માન કરવામાં આવ્યું. પૂ. આચાર્ય મહંતશ્રી જયપ્રકાશ મહારાજે આ પ્રસંગે મંત્રોગાન કરી સૌને મંગલમય બનાવ્યા.

આ દિવ્ય અવસરે આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરશનદાસજી મહારાજ પરમજ્યોતિ વિલિન પર્વ નિમિત્તે પ. પૂ. સત્‌પંથરત્ન મહંત શ્રી જનાર્દનજી મહારાજ (શ્રી સત્‌પંથ સંતકૃપા આશ્રમ-ફૈજપુર-મહારાષ્ટ્ર) તેમજ ખાનદેશ સત્‌પંથ પરિવાર તરફથી આદ્ય જગદ્‌ગુરુશ્રી કરશનદાસજી મહારાજના સ્મૃતિ સ્વરૂપે દિવ્ય પ્રતિમા પ્રેરણાપીઠને અર્પણ કરવામાં આવી હતી.





પ.પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજની રજતતુલા



પ.પૂ. જગદ્‌ગુરુના રજતતુલા અવસરે ભાવિક ભક્તો તથા જગદ્‌ગુરુનું સન્માન







ખાનદેશ સત્પંથ પરિવાર તરફથી પ.પૂ. જગદ્ગુરુ શ્રી નાનકદાસજી મહારાજને **"અભિનંદનપત્ર"**



ખાનદેશ સત્પંથ પરિવાર તરફથી આદ્ય જગદ્ગુરુ શ્રી કરસનદાસજી મહારાજની **"દિવ્ય પ્રતિમા ભેટ"**



અખિલ ભારતીય સંત સમિતિ તરફથી પ.પૂ. "સત્પંથ રત્ન" મહંત શ્રી જનાર્દનજી મહારાજને "મહામંડલેશ્વર" ના પદે ઘોષિત કરવામાં આવ્યા.



# મહોત્સવે સંતોની દિવ્યવાણી.....




## પ. પૂ. જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ - પ્રેરણાપીઠ, પીરાણા



આજે સત્‌પંથ સંપ્રદાય માટે આનંદના દિવસો છે. ભારતવર્ષનાં જંગમતીર્થો આપણા આમંત્રણને માન આપી પ્રેરણાપીઠની પવિત્ર ભૂમિમાં પધાર્યા છે. સંજોગોનું મિલન પણ કેવું છે કે અખિલ ભારતીય સંત સમિતિનું ત્રેવીસમું મહા અધિવેશન અને મારી પણ પ્રેરણાપીઠના ત્રેવીસમા ગાદીપતિ તરીકેની પદવી. તા. ૧૭-૧૧-૨૦૧૨ થી આપણા મહોત્સવનો પ્રારંભ થયો છે અને મારા ગાદીપતિ તરીકે પદનો પણ જોગાનુજોગ તા. ૧૭-૧૧-૨૦૦૨નો દિવસ હતો. અગાઉ પ્રેરણાપીઠે વિવિધ સ્થળે છ સંત સંમેલનો યોજ્યાં છે. આ સાતમા સંમેલન પૈકી પ્રેરણાપીઠની પાવન ભૂમિમાં આ ત્રીજું મહા સંત સંમેલન છે. સંતોના ચરણ રજથી પ્રેરણાપીઠની ભૂમિતપસ્વી બનશે. તપોભૂમિના કારણે અહીં ગુરુકુળમાં અભ્યાસ કરતાં બાળકો પણ સંસ્કારી-તેજસ્વી બનશે. પ. પૂ. વામદેવજી મહારાજે સંતોને જોડવાનું કામકર્યું છે. પ્રેરણાપીઠ પણ તેમના વિચારોને અનુમોદન આપી અહીં વારંવાર સંત સંમેલનો યોજી સંતોની વિચારધારાને ઐક્યતા-સામ્યતા લાવવા પ્રયત્નશીલ રહે છે. વિશ્વ શાંતિ માટે પ્રેરણાપીઠે ૧૦૮ કુંડી શ્રી નિષ્કલંકી નારાયણ (વિષ્ણુયાગ) મહાયજ્ઞ કર્યો છે. પ્રેરણાપીઠ ભારતીય સંસ્કૃતિને જોડવાનું કામકરે છે પણ કેટલાંક વિઘટનકારી તત્ત્વો તોડવાનું કામ કરે છે. ભગવાન સૌને સદ્‌બુદ્ધિ આપે.

દશાબ્દિ મહોત્સવ નિમિત્તે સૌ સંતો પધાર્યા તેમને વંદન છે. આ મહોત્સવની સફળતામાં જેને જેને સંતો-મહંતો-ભાવિક અનુયાયીઓ કે સર્વ હિતેચ્છુ મિત્રોએ સહયોગ આપ્યો તે સર્વને અંતઃકરણથી અભિનંદન પાઠવું છું.



## પૂ. મહંત શ્રી જ્ઞાનદેવસિંહજી મહારાજ - હરિદ્વાર

(રાષ્ટ્રીય મુખ્ય નિર્દેષક શ્રી : અ.ભા. સં. સમિતિ) : આચાર્ય આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરશનદાસજી મહારાજ કે સ્મૃતિ મહોત્સવ ઔર જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ કે દશાબ્દિ મહોત્સવમેં હમસબ ઉપસ્થિત રહે હૈં. આપ સબ ભાગ્યશાલી હૈ. દુર્ભાગ્ય કિસકા હૈ જો સંમેલનમેં આ નહીં શકે. હમારે તરહ અખાડે પ્રેરણાપીઠ કે સાથ હૈ. ૧૯૯૩મે જયપુરમેં અ. ભા. સં. સમિતિ કે અધિવેશનમેં હમને આચાર્ય શ્રી કરસનદાસજી મહારાજ કો આમંત્રિત કીયે. તબસે હમપ્રેરણાપીઠ કે સાથ હૈ. સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ




મહારાજને વૈદિક ધર્મ કો - વૈદિક પરંપરા સત્‌પંથ કો સ્વીકાર કીયા. સારે સત્‌પંથી હમારે હૈ. વિશ્વ મેં ભ્રમણ કરનેવાલે સભી ધર્મો ને સત્‌પંથકા સ્વીકાર કર લીયા હૈ. ઈમામશાહ મહારાજકી વૈદિક પરંપરાકો આચાર્યશ્રી કરશનદાસજી મહારાજને અપનાયા. કરશનદાસજીકી તાકત આજ નાનકદાસજી મહારાજ મેં હૈ. પુત્ર પિતાકા હી સ્વરૂપ હોતા હૈ. આજ પૂરા દેશ નશેમેં ધૃત હો ગયે હૈ, તબ હમારે સબ સત્‌પંથી નશે સે દૂર હૈ, હમઉસે ક્યોં ન અપનાયે.

 

## પ. પૂ. જગદ્‌ગુરુ રામાનંદાચાર્ય સ્વામી શ્રી હંસદેવાચાર્યજી મહારાજ - હરિદ્વાર



(રાષ્ટ્રીય નિર્દેશક શ્રી : અ.ભા. સં. સમિતિ) : પ્રેરણાપીઠ કી પાવન ધરતી પર આજ અ. ભા. સં. સમિતિ કા ત્રેવીસમા મહા અધિવેશન ચલ રહા હૈ. આદ્ય જગદ્‌ગુરુ શ્રી કરસનદાસજી મહારાજ કી પુણ્યતિથિ, જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ કા દશાબ્દિ મહોત્સવ, ૧૦૮ કુંડી વિશ્વશાંતિ મહાયજ્ઞ, જગદ્‌ગુરુ પદ પ્રતિષ્ઠા મહોત્સવ, ઐસે પંચતીર્થ મિલન દેખકર બડી પ્રસન્નતા હોતી હૈ. પૂ. વામદેવજી મહારાજ કે આશીર્વાદ સે ૧૯૯૩ સે વીસ સાલ સે બહતી ગંગા આજ પ્રેરણાપીઠ મેં આયી હૈ. ઉન મહાત્મા કા વિચારોકા ઉલ્લંઘન કોઈ નહીં કર શકતા.

સબ અસત્ય સે સત્‌કી ઓર ચલે. સત્ય કો હર વ્યક્તિ કો સ્વીકાર કરના પડતા હૈ. સત્ય કે બીના હમજીવિત નહીં રહ શકતે. બહોત લોંગ અસત્ય કે સામ્રાજ્ય પર ખડે હૈ. ઉસકા કોઈ અસ્તિત્વ નહીં રહેગા. સત્યકા પંથ કીસીસે હટ નહીં શકતા-કીસીસે મીટ નહીં શકતા. સનાતન ધર્મ કા દ્રોહી હૈ જો સત્યપંથ કા દ્વેષ કરતા હૈ. દેશ કે અંદર પ્રેમફેલાયે, દ્વેષ મત ફેલાઈયે. જોડને કા કામકરે, તોડનેકા કામન કરે. વેદ મંત્ર જો બોલતે હૈં વો સભી હિંદુ હૈ, ઐસા શંકરાચાર્યજીને કહા હૈ. કુછ ચંદ લોગો કે કારણ ભારત કા ટુકડા હુઆ થા. આજ કઈ ચંદ લોગ હિંદુ સંસ્કૃતિ કો તોડનેકા કાર્ય કર રહે હૈં।

હમારા આહાર શુદ્ધ નહીં હોતા તો વ્યવહાર શુદ્ધ નહીં હોગા. હમારા આહાર શુદ્ધ હોના હી ચાહિએ. અન્ન કહાંસે આયા હૈ, કૌનસી કમાઈ સે આયા હૈ વો હમે દેખના ચાહિયે. કીસ પ્રકાર સે ધન આયા હૈ. કીસીકા દિલ દુઃખા કે ધન નહીં લીયા હૈ, ચોરીકા ધન નહિં હૈ. ચોરી કા ધન કે અન્ન ખાયેંગે તો હમારા મન બીગડેગા. આપ મહેનત ઈમાનદારી કે ભોજન પાતે હૈં. આપકા આહાર શુદ્ધ હૈ. જીસકા મન પવિત્ર, બુદ્ધિ-ચિત્ત પવિત્ર, વો આત્મપદ પ્રાપ્ત કર શકતા હૈ. મનુષ્ય કા મન બંધન કા કારણ હૈ. આપકા મન પવિત્ર રહેગા તો બુદ્ધિ પવિત્ર

રહેગી, તબ સબ સુરક્ષિત રહેગા. આપ ગણેશજીકી પૂજા કરતે હૈ. ગણેશજી બુદ્ધિ પવિત્ર કરતે હૈં, વિઘ્ન દૂર કરતા હૈ. આપ સબ પ્રાતઃકાલ ચાર બજે સે પૂજા પાઠ કરતે હૈં. ભગવાનકી પૂજા કે બાદ મા-બાપ કી પૂજા સત્‌પંથ મેં હોતી હૈ. ઐસે સંસ્કાર દેખકર બડી પ્રસન્નતા હોતી હૈ. સત્‌પંથી યુવાન વડીલોકા આદર કરતા હૈ, સેવા કરતા હૈ. હમ નવજવાનો કો આશીર્વાદ દેતે હૈ. આપકા પૂજા પાઠ કર્મ કો સંત સમાજ સહયોગ દેતે હૈં.



પ્રેરણાપીઠ મેં દશોંદ કી પ્રણાલી હૈ. નિર્મલ અખાડેકી હી યહી પરંપરા હૈ...દોનો કી પરંપરા એક હૈ. નિર્મલ અખાડેકા સહયોગ પ્રેરણાપીઠ સે જુડા હુઆ હૈ. નિર્મલ અખાડે કે મહંત બલવંતસિંહજી મહારાજ પૂ. જનાર્દનજી મહારાજ કો મહામંડલેશ્વરકી ઉપાધિ (પદવી) કુંભ મેલા મેં દેંગે. નિર્મલ અખાડે સે પદવી દી જાયેગી.

સત્‌પંથ મેં સમાધિ કી પરંપરા હૈ. હમારે વૈદિક સંસ્કૃતિમેં ભૂમિસંસ્કાર, જલ સંસ્કાર ઔર અગ્નિ સંસ્કાર કા પ્રાવધાન હૈ. તીનો મેં સે કોઈ ભી સંસ્કાર કરો. જો ઈચ્છા હો ઈસી તરહ અંતિમસંસ્કાર દો. અપની સમાધિ પરંપરા કો તોડના નહીં, હમઆપકે સાથ હૈ.

આજ ભાવિક ભક્તોને જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ કી રજત તુલા કી. ઉસ રજતકા દાન કન્યા કેળવણી મેં દેનેકા નિર્ણય કીયા. વહી રજતકા દાન સે કન્યા કેળવણી કા વિદ્યા ક્ષેત્ર બનેગા. વ્યક્તિ શિક્ષિત હોતી હૈ ઈસસે રાષ્ટ્ર કા વિકાસ હોતા હૈ. કન્યા કેળવણી સે બાલિકાએ ઝાંસીકી રાની કી તરહ કામકરેગી. રાષ્ટ્ર કે વિકાસ મેં કામકરેગી.

ધન્યવાદ સત્‌પંથી યુવાનોકો, સભી નવયુવાન સેવા મેં જુડે હુએ હૈં. આપકી માતાઓં કો ધન્યવાદ, આપમેં સંસ્કાર સિંચન કિયા હૈ. આપકો હમકુંદન બનાના ચાહતે હૈં. કઈ ચંદ લોગ આપકો ટીપ ટીપ કે સોના બના રહે હૈં. ભગવાન ઉન્હે સદ્‌બુદ્ધિ દે. આપકી સેવા કા સહયોગ કો મેરા આશીર્વાદ, શુભકામના, મંગલકામના.



## પ. પૂ. કૈવલ જ્ઞાન પીઠાધિશ્વર સપ્તમ્ કુવેરાચાર્ય શ્રી અવિચલદાસજી મહારાજ - સારસાપુરી



(રાષ્ટ્રીય અધ્યક્ષ શ્રી : અ. ભા. સં. સમિતિ) : સંત સમિતિકા ઉદ્દેશ રાષ્ટ્ર રક્ષા, ધર્મરક્ષા, ગૌરક્ષા રહા હૈ. સંગઠનસે જન જાગૃતિ હોતી હૈ. રાષ્ટ્ર પ્રતિ જાગૃતિ કરાના, સંસ્કૃતિકા પરિચય કરાના યે સંત સમિતિકા ઉદ્દેશ હૈ. સારે બડે સંત છોટા હોકર એક મંચ પર બેઠતે હૈ યહી સંત સમિતિકા જુડાવ હૈ. સંત સમિતિ કા રાજનીતિ એજન્ડા નહીં હૈ. કભી ચર્ચા ભી નહીં હોતી હૈ.

સમાજ કે લીયે, રાષ્ટ્ર કે લીયે સરવાળા-ગુણાકાર કરના ચાહિયે. ભાગાકાર બાદબાકી કરતા હૈ વો જયચંદો હૈ. હમઆપકે પરિવાર સે અલગ નહીં હો શકતે. હમે ગૌરવ હૈ આપ ઈમામશાહ કે અનુયાયી હૈ. સત્‌પંથ મેં કોઈ દૂષણ નહીં હૈ, વો ગૌરવ કી બાત હૈ. આપકા વિજય હૈ. સબ છાતી ખીંચકે બહાર આયે. આપકે સાથ સારા સંત સમાજ હૈ.



સબકો 'મૂલબંધ' ગ્રંથ દેખના ચાહિયે. મૈને 'મૂલબંધ' કા અભ્યાસ કીયા હૈ. સ્વયં સેવકો કો સારે સંત સમાજ આશીર્વાદ દેતે હૈં. યુવાનો મેં સત્‌પંથ કા સંસ્કાર હૈ, પરંપરા કા સંસ્કાર હૈ. યહી હમે ગૌરવ હૈ.

## પ. પૂ. જગદ્‌ગુરુ શંકરાચાર્ય સ્વામી શ્રી માધવાશ્રમજી મહારાજ



જ્યોતિ પીઠાધિશ્વર, જોષીમઠ : રોટી બેટી-ભાષા કી રક્ષા કરની હોગી. સતપંથ લોંગ બડી સંખ્યા મેં ઉપસ્થિત હૈ. મેરી સભી કો શુભકામના.

## પ. પૂ. જગદ્‌ગુરુ શંકરાચાર્ય સ્વામી શ્રી દિવ્યાનંદતીર્થજી મહારાજ



- ભાનુપુરાપીઠાધિશ્વર, મધ્યપ્રદેશ : "સત્યમપરમધિમહી." ભગવાન કે દો સ્વરૂપ હૈ. મુલાયમઔર કઠિન સ્વરૂપ. જહાં સત્ય કી ખોજ હો વહ સત્‌પંથ હૈ. પરમસત્ય જો માનવ જીવન મેં હૈ, વો કૌન હૈ ? જીનકી કૃપા સે વિભિન્ન ક્રિયા કર રહે હૈં. બોલના, ચલના, સૂનના વો પરમસત્ય હૈ. ક્યા મૂર્દા સૂન શકતા હૈ ? બોલ શકતા હૈ ? ચલ શકતા હૈ ? અપને અંદર જો બૈઠા હૈ, જો ક્રિયા કર રહા હૈ, વો કૌન હૈ ? ઉનકી ખોજ. જો સત્ય કી ખોજ હૈ, ઉસ ખોજકો સત્‌પંથ ખોજ રહા હૈ. જો સત્ય કો ખોજ રહા હૈ વો વૈદિક હૈ, જો વૈદિક હૈ વો હમારે અંગ હૈ. વેદો કી નિંદા કરનેવાલા હમારા નિંદક હૈ. વેદ પ્રચાર મેં લગે હુએ હૈં, ઉસે હમહમારે કહતે હૈં. આચાર હિન વ્યક્તિ કો વેદ મેં પવિત્ર નહીં કહતે. આચારહિન વ્યક્તિ વેદકો છોડ દેતે હૈ. "આચાર હી ધર્મ હૈ." યહાં મદ્ય, તમાકુ કા પ્રયોગ નહીં હોતા હૈ. જીન કા આચરણ શુદ્ધ હૈ વો હિંદુ હૈ.

સત્‌પંથ પરમઆચરણશીલ સમાજ હૈ. ઉનકા વિરોધ કર રહે હૈ ઉનકો કોનસી શ્રેણીમેં રખું. હમઅપની લંબી લાઈન ખીંચે, અપનેકો બડા બનાઈએ, અપને કો બુલંદ બનાઈએ. અપનેકો મહાન બનાઈએ. જો દૂસરે લોગોં કો એક દીન સ્વીકાર કરના પડેગા. વિશ્વ ભી અપના વિચાર ધ્યાન મેં લેગે. અપને અનુયાયી બનનેકા સ્વીકાર કરેંગે. વિરોધીઓંકો ક્ષમા દે. વો ક્યા કર રહે હૈ ઉસ કા ઉન્હોંને ખ્યાલ નહીં હૈ. હમમહાન બન જાયેં, વિશ્વ કા પૂરા હિસ્સા હમારી સાથ રહેગા. હમારી વિચારધારા કો માનેગા.

આચાર્યને રજત તુલાકા સ્વીકાર કીયા. અપના ઉદ્દેશ મહાન હોના ચાહિયે. નિશ્ચિત રૂપસે આગે બઢેગા, તભી રોશની આયેગી. મૈં આપકા સભી પ્રસંગમેં આતા હું. યહાં આચાર વિચાર પવિત્ર હૈ. સત્‌પંથ હમારા અંગ હૈ. અંગ કો કભી જુદા નહીં કીયા જાય.

## પ. પૂ. જગદ્‌ગુરુ શંકરાચાર્ય શ્રી નરેન્દ્રાનંદ સરસ્વતીજી મહારાજ




- કાશી, સુમેરુપીઠ : તીન સંસ્કૃતિ પુરે વિશ્વ મેં હૈ. પહલે થી અબ નહીં હૈ, પહેલે થી અબ હૈ ઔર પહેલેથી અબ હોગી. વો હૈ વૈદિક સનાતન સત્ય સંસ્કૃતિ. દુનિયા કી ઓર સંસ્કૃતિઓકા કાલ ૩૦૦૦ હજાર વર્ષ સે ઉપર નહીં હૈ. હમારી વેદો કી સંસ્કૃતિ અનાદિકાલ સે હૈ ઔર રહેગી. પ્રેરણાપીઠ વૈદિક હૈ. સનાતન ધર્મ કા પહલા સ્વરૂપ ગાય હૈ. પ્રાણી માત્ર કી માતા ગાય હૈ. દૂસરા સ્થાન વેદ હૈ. ઈસકા નિર્માણ કીસી વ્યક્તિને નહીં કીયા.

સંત સમિતિકા સંકલ્પ હૈ ધર્મરક્ષા-ગૌરક્ષા-રાષ્ટ્રરક્ષા. જીસે રાષ્ટ્ર કી એકતા પ્રબલ હોગી. રાષ્ટ્ર કો પ્રેરણા દેનેકા કામહમારા ધર્મ કરતા હૈ. સભી કા આધાર ધર્મ હૈ. ધર્મ કી જો રક્ષા કરતા હૈ, ધર્મ ઉસકી રક્ષા કરતા હૈ. સનાતન ધર્મ કો કોઈ મીટા નહીં શકતા. આજ ચંદ લોગો ધર્મ કો મીટાને નીકલા હૈ.

મૂર્તિ બનાને કે લીયે કારીગર ઘાવ કરતે હૈં. પથ્થર પર પ્રહાર હુવા, મૂર્તિ કા નિર્માણ હુઆ. આજ પ્રેરણાપીઠ પર પ્રહાર હો રહા હૈ. ગભરાને કી કોઈ જરૂરત નહીં હૈ. સ્થાન સે જુડે રહે, સંગઠીત રહે. પ્રેરણાપીઠ કો તન-મન-ધન સે સબકો સહયોગ દેના પડેગા. ધર્મ દ્રોહી, દેશદ્રોહીઓ કો સબક શીખાના પડેગા. સનાતન ધર્મ મેં જૂઠ કો કોઈ સ્થાન નહીં હૈ. જીવન મેં સત્ય કા આચરણ કરેં, પરમાત્મા મીલ જાયેગા.

આજ હમારે નદીયોં પર પ્રહાર હો રહા હૈ. ગંગા કા શુદ્ધ જલ હમે હર પરિસ્થિતિ મેં મિલના ચાહિયે. કુંભ મેલે મેં લોગ પિકનિકકી તરહ આતે હૈં. કુંભ મેલા પિકનિક નહીં હૈ. માતા અપને શીશુ કો બોતલકા દૂધ પીલાતી હૈ. ઐસે દૂધ સે શૂરવીર પૈદા નહીં હો શકતા. સતી સે સંત હોગા, ધર્મવીર હોગા, શૂરવીર હોગા. હમે શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામ, કૃષ્ણ, મહારાણા પ્રતાપ, શિવાજી પેદા કરના હોગા. પ્રેરણાપીઠ મેં આજ ચતુર્વિધ કાર્યક્રમહો રહા હૈ. આચાર્ય કે દશાબ્દિ મહોત્સવ કે ઉપલક્ષ્ય મેં રજતતુલા હુઈ. યહ જાનકર બડી ખુશી હુઈ કે યે ધન કા કન્યા કેળવણી મે ઉપયોગ હોગા. ધનકા ઉપયોગ સાત્ત્વિક હોગા. મેરી ઉસે શુભકામના હૈ. આચાર્ય જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજ કે દશાબ્દિ મહોત્સવ પર ભી મેરી બધાઈ ઔર શુભકામના.

## પ. પૂ. વિવેકાનંદ સરસ્વતીજી મહારાજ - ગુરુકુલ પ્રભાસ, મેરઠ :



મૈં શ્રી વામદેવજી મહારાજ કી આંખ સે સતપંથ કો દેખ રહા હું. શ્રી વામદેવજીકી આંખ સત્ય કો પહચાન લેતી થી. પ્રેરણાપીઠ મેં સત્ય કા પાલન હો રહા હૈ. અથર્વવેદ કા પાલન હો રહા હૈ. યહાં કી ગૌશાલા મેં સારી સ્વદેશી ગાયેં દેખકર બડી ખુશી હુઈ. કૈસે પ્રશ્ન ઉઠતા હૈ કી યે હિન્દુ નહીં હૈ. આપ

હમારે અંગ હૈ, હમઆપકે સાથ હૈ. ચાર પ્રકાર કે મનુષ્ય હોતે હૈં. પહલા અપના હિત દીખતા હૈ, દૂસરા હમારા લાભ દીખતા હૈ, તીસરા હમારા અહિત દીખતા હૈ. ઔર ચૌથે કો હમનહીં જાનતે કી વો કૈસે લોંગ હૈ, વો આપકો સમજના હોગા.



આજ હિન્દુ ધર્મ ઈતના કમજોર દુર્બલ ક્યોં હૈ ? હિન્દુ ધર્મ સમુદ્ર કી તરહ વિશાલ હૈ લેકિન હિન્દુ ધર્મ છુવા છુવી મેં માનતે હૈં, હિન્દુ ધર્મ મેં અલગ અલગ વિચારધારા કે લોગ હૈ, હિન્દુ ધર્મ મેં વેદો કો નહીં માનતે હૈં, ઈશ્વર કી પરિભાષા ન માનનેવાલા ભી હિન્દુ હૈ. ઈસ લીયે હિંદુ ધર્મ કમજોર હૈ. યહાં વેદ સે ઉદ્ધાર હો રહા હૈ. હમવેદ કો નહીં માનેંગે તો હમારી મૂલ સંસ્કૃતિ ચલી જાયેગી.

યહાં રજતકા દાન વિદ્યા કે લીયે દીયા. વો શ્રેષ્ઠ કાર્ય હૈ.

## પ. પૂ. મહામંડલેશ્વર સ્વામી દેવેન્દ્રાનંદગીરીજી મહારાજ - બહાદુર ગઢ



(રાષ્ટ્રીય મહામંત્રી શ્રી : અ. ભા. સં. સમિતિ) : સત્‌પંથ અનાદિકાલ સે હૈ. હાથી ચલતા હૈ, કુત્તે ભોંકતે હૈ. અબ કુત્તે કો ઔકાત દિખાને કા સમય આ ગયા હૈ. સત્‌પંથ સહી હૈ. અથર્વવેદકા માર્ગ પર સત્‌પંથ ચલતે હૈ. યહાં જ્યોતિ સ્વરૂપ બ્રહ્મતેજ પ્રજ્વલિત હૈ. યહાં હરરોજ વિશ્વ કલ્યાણ કે લીયે કલશ પૂજા હોતી હૈ. હમારા દેશ બ્રહ્મ અવતારો કા દેશ હૈ. વૈદિક સત્‌પંથ ધર્મ કા યહ દેશ હૈ. યોગ માર્ગ કા યહ દેશ હૈ. સદ્‌ગુરુ ઈમામશાહ મહારાજ યોગ પુરુષ થે. ઉસકી પરંપરા સત્‌પંથ હી થી. સત્‌પંથ પર આગે બઢો, વો સહી હૈ.

## પ. પૂ. મહામંડલેશ્વર સ્વામી શ્રી અલખગીરીજી મહારાજ



-વિશ્વ ગાયત્રી પીઠ, કાસોર (રાષ્ટ્રીય કોષાધ્યક્ષ શ્રી - પશ્ચિમાચલ અધ્યક્ષશ્રી : અ.ભા. સં. સમિતિ) :

સત્ ઈશ્વર હૈ. સત્‌પંથ કા અસ્તિત્વ ચલા આ રહા હૈ ઉસમેં સત્ય પ્રતિષ્ઠિત હૈ. સત્‌પંથ પર સંકટ આતે રહતે હૈં. વિઘટિત લોગ સત્‌પંથ કા વિરોધ કર રહે હૈં. સત્ય કા કભી સર્વનાશ નહીં હોગા. બીસ સાલ સે યહ સમિતિ સત્‌પંથ કે સાથ હૈ. સત્ય સત્ય હી રહેગા ઔર નારાયણ કા અવતાર હોગા વો ભી સત્ય હૈ.

